શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમનુ મુખપત્ર
સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...
ગુરુકુલ દર્શન
વર્ષ - ૫ માર્ચ-૨૦૧૩ અંક-૩
પંચવાર્ષિક લવાજમ : રૂ. ૨૫૦/-
વસંત ઋતુ આવી મારા વ્હાલા, રંગભર ફાગ રમાડો
કાન કુંવર કરુણાના સાગર, પૂરણ રસ દેખાડો....

પૂજ્ય ગુરુદેવની ૨૫ મી પૂણ્યતિથિ નિમિત્તે આશીર્વચન આપતા પૂજ્ય સ્વામીજી તથા અખંડ ધૂન કરતા સંતો તથા ભક્તજનો

વસંત પંચમીના રોજ શિક્ષાપત્રી પૂજન તથા પાટોત્સવ પ્રસંગે અન્નકૂટની આરતીના દર્શન

સુરતના આંગણે ઉજવાયેલ શાકોત્સવમાં ઉપસ્થિત પૂજ્ય સદ્‌ગુરુ સંતો તથા ભક્તજનો

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૫, માર્ચ- ૨૦૧૩, અંક-૩

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

# વસંત ઋતુ

(રાગ : વસંત)

વસંત ઋતુ આવી મારા વ્હાલા,
રંગભર ફાગ રમાડો;
કાન કુંવર કરુણાના સાગર,
પૂરણ રસ દેખાડો... ટેક.
નૌતમ ઠાઠ રચ્યો નટનાગર,
કેસર માટ ભરાવો;
રંગ તણી પિચકારી લઈને,
સનમુખ શ્યામ ચલાવો... વસંત-૧
અબીલ-ગુલાલની ફાંટ ભરીને,
ઉડાડો અલબેલા;
મોહન રંગની ધૂમ મચાવો,
રૂપાળા રંગરેલા... વસંત-૨
વસ્ત્ર તમારાં લઈ વનમાળી,
રંગશુ જોરાજોરી;
બ્રહ્માનંદના નાથ વિહારી,
હરિવર ખેલો હોરી... વસંત-૩

# સદ્‌ગુરુ મહિમા

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ
સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં કરેલ પ્રવચનનો સારાંશ

ભારત દેશે અત્યાર સુધીમાં જેટલા મહાન આધ્યાત્મિક મહાપુરુષો આપ્યા છે એવા વિશ્વમાં બીજા કોઇ દેશે નથી આપ્યા, એ પરંપરાને વંદના કરવાનો દિવસ છે. જેના હૃદયમાં અખંડ મહારાજ બિરાજે છે એ વિભૂતિ એસજીવીપીમાં ચીર વિશ્રાંતિ લેશે એવી કલ્પના પણ નહોતી. હૃદય કમળની અહીં બાર પાંખડીઓનું કમળ છે. જ્ઞાનીઓ માટે આજ્ઞાચક્ર છે. ભાગવતજીના ૧૧મા સ્કંધ અનુસાર ભક્તોને ધ્યાન કરવા માટે હૃદય કમળ છે. હૃદય કમળ એ ભાવ અને ભક્તિનું કમળ છે. નાભિ, હૃદય અને આજ્ઞા ચક્ર મહત્વનાં છે. ભક્ત હૃદય કમળમાં ધ્યાન કરે છે. 'હૃદિ અયં નિવસતિ ઈતિ હૃદયમ્' જ્યાં આત્મા અને પરમાત્માનો નિત્ય નિવાસ છે એટલે એને હૃદય કહેવાય છે. છ સ્તંભો ભારતીય ષટ્ દર્શનના પ્રતિક છે. પૂ. સ્વામી હૃદય કુટિરમાં બેસીને દિવ્ય રૂપે દર્શન આપતા રહે છે.

ભારતમાં જે સંતો થયા, એવા ક્યાંય નથી થયા. આ સાધુઓએ આખું જીવન હોમી દીધું છે. વેદોમાં કહ્યું છે કે, 'સો હાથે લો અને હજાર હાથે વહેંચો.' સાધુઓ કોઇ દિવસ ભારરૂપ થતા નથી. સાધુઓ ભાર વધારતા નથી, સાધુડા તો ભાર ઉતારે. સાધુઓએ સમાજને બધું જ અર્પણ કરી દીધું છે. ભારતના સંતો અદ્‌ભુત છે. આ દેશની માટીમાંથી ચિંતામણિ જેવા સંતો ઉગે છે, આ દેશની માટી કસદાર છે. આ દેશ આચાર્યો, તીર્થંકરો, અવતારો, તથાગતો અને ગુરુઓની ભૂમિ છે. આ બધું એક શબ્દમાં કહેવું હોય તો આ ભૂમિ આ બધા મહાપુરુષોને જન્મ દેનારી સતીઓની ભૂમિ છે. ભારત સંતોની ખાણ છે, સદ્‌ગુરુઓની ખાણ છે. ભગવાન સ્વામિનારાયણ બે હજાર સમર્થ મહાપુરુષોની ખાણ લઇને આવ્યા હતા.

સદ્‌ગુરુ ચંદ્ર જેવા છે. કાયમી શીતળ રહે છે. હરપળ આનંદ વરસાવે છે. ધરતીનાં બીજ ઉગાડવામાં સૂર્યનો બહુ મોટો ફાળો છે પરંતુ ચંદ્ર એને જીવાડે છે, ભગવાન જન્મ આપે અને જન્મ આપેલા જીવને સદ્‌ગુરુ ચૈતન્ય આપે છે, એમ સદ્‌ગુરુ જીવને પોષણ આપે છે. મુમુક્ષુનું પોષણ સદ્‌ગુરુ કરે છે. જે રીતે સૂર્યના પ્રકાશને શીતળતામાં ફેરવવાનું કામ ચંદ્ર કરે છે, સૂર્યના આકરા તાપને ચંદ્ર ઝીલે છે અને શીતળ કરી ધરતીને આપે છે એ જ રીતે પુરુષોત્તમ નારાયણને સાંભળે એવા આપણા કાન નથી, પુરુષોત્તમને પામે એવા આપણા હાથ-પગ નથી, એ કાન અને હાથ-પગનું કામ સદ્‌ગુરુઓ ચંદ્રની જેમ કરે છે. સદ્‌ગુરુ તત્ત્વ અદ્‌ભુત છે. સદ્‌ગુરુ આપે છે, લેતા નથી.

ભગવાન સ્વામિનારાયણે પોતાના સમકાલીન સમયમાં વિશ્વને બે હજાર સાધુઓ આપ્યા. એ સાધુઓ સાધારણ નહોતા. મોટા મોટા સિદ્ધ યોગીઓ હતા. ગોપાળાનંદ સ્વામી જેવા નંદસંતો ગ્રહોની ગતિને બદલાવી શકતા. ગોપાળાનંદ સ્વામીએ પંચ વર્તમાનના પાઠ સમાજને શીખવ્યા. કવિ ન્હાનાલાલે તો ત્યાં સુધી લખ્યું છે કે 'ગુજરાતની ધરતીને ભગવાન સ્વામિનારાયણે સરયુના નીરથી ધોઇને નિર્મળ કરી છે.'

ગુણાતીતાનંદ સ્વામીના જીવનના મહાસાગરમાંથી બે આચમનીઓ આપણા જીવનમાં ઉતારીએ. સાંભળવાની પ્યાસ હોય તો જ સાંભળેલું સાર્થક થાય. ગુણાતીતાનંદ સ્વામીમાં સાંભળવાની પ્યાસ હતી. સ્વાધ્યાય અને પ્રવચન ગુણાતીતાનંદ સ્વામીના અંગો હતાં. સદ્‌ગુરુઓ આપણા હૃદયમાં ભગવાનનો કાનના દ્વારેથી પ્રવેશ કરાવે છે.

સદ્‌ગુરુને વંદન કરીએ તો તમામ શાસ્ત્રોને વંદન થઇ જાય. શુકદેવજીના હૃદયમાં બેસીને ભગવાન ભાગવતજીની કથા કરે છે. સદ્‌ગુરુ કરુણા વરસાવે ત્યારે એમ કહે છે કે, 'જા, મહારાજ તારું સારું કરશે.' એ એમ બોલે છે ત્યારે ભગવાન સ્વયં સદ્‌ગુરુના હૃદયમાં બેસીને આશીર્વાદ આપે છે. સંતના હૃદયમાં તો ભગવાન છે, તો ભગવાનના હૃદયમાં શું છે ? ભગવાનના હૃદયમાં સંત છે. સંતના હૃદયમાં ભગવત્ તત્ત્વ છે. જે સાધના કરતો હોય તે સાધુ કહેવાય. જે મહત્ હોય, જેના ખોળામાં અનંત વિશ્વો સમાતાં હોય તે મહંત. પુરુષ હોય કે સ્ત્રી સ્વરૂપે હોય, કાશાય વસ્ત્ર ધારણ કરેલાં હોય કે ન હોય, સદ્‌ગુરુ ગમે ત્યાં ખીલે છે. જો સંત ન હોય તો શું થાય ? સંત તત્ત્વને અલગ કરીએ તો શું બચે ? ફક્ત રણ જેવી પરિસ્થિતિ સર્જાય જાય.

વિશ્વને હરિયાળું રાખ્યું હોય તો તે સદ્‌ગુરુઓએ

રાખ્યું છે, આપણને જીવંત રાખ્યા છે. ભારત દેશે ઘણા આક્રમણો સહન કર્યાં છે, ઘણી ગુલામીઓ સહન કરી છે. ઈતિહાસમાં જોઈએ તો ખ્યાલ આવે કે એ ગુલામીના સમયમાં પણ ભારતને સદ્‌ગુરુઓએ જીવંત રાખ્યું હતું. સમસ્ત વચનામૃતનો અર્ક 'સત્સંગ' શબ્દમાં સમાય જાય છે. વિશ્વની તમામ સમસ્યાઓનું સમાધાન સદ્‌ગુરુ અને સત્સંગથી મળે છે. જીવન ભગવાન આપે છે પરંતુ જીવનને સફળ કેમ બનાવવું એની ચાવી સદ્‌ગુરુ આપે છે. સદ્‌ગુરુ તો હોય પણ શ્રદ્ધા, સમર્પણ, સેવા જોઈએ. શ્રદ્ધા, સમર્પણ અને સેવા સત્સંગથી થાય છે.

ભગવાન શ્રીકૃષ્ણ પછી અઢી હજાર વર્ષ સુધી ભારતવર્ષ અંધકારમાં રહ્યો. ત્યારબાદ એક સૂર્યનો ઉદય થયો એ હતા નીતિશાસ્ત્રના પ્રણેતા શ્રી ચાણક્ય. ચાણક્યે અખંડ ભારતનું નિર્માણ કર્યું છે. ચાણક્યે ક્યારેય ગાદી પસંદ ન કરી પરંતુ ગાદીપતિને તૈયાર કર્યા. અખંડતાનું એકીકરણ ચાણક્યે ચંદ્રગુપ્ત દ્વારા કર્યું. રાજકીય ટુકડાઓ ફરી એક થયા અને સરદાર વલ્લભભાઈ પટેલે ભારતવર્ષને અખંડિતતા અર્પી.

જો સદ્‌ગુરુ તત્ત્વ ન હોય તો ધર્મોનું અસ્તિત્વ વિખરાય જાય. ધર્માચાર્યોનું ઋણ ચૂકવવાનો અવસર છે. એની વૈશ્વિક કરુણામાં નહાઈને જીવ ધન્ય થાય છે. એમના પ્રેમમાંથી નાનામાં નાના માણસની સેવાઓ થતી. શિક્ષણ, આરોગ્ય, પર્યાવરણ ક્ષેત્રે સેવાઓ કરી સદ્‌ગુરુઓ પ્રત્યે ભાવ ઉપજે એવાં કાર્ય કરીએ. આપણે પરમ પુરુષને જોઈ શકતા નથી, પરંતુ એની સાથે અખંડ રમતા જોગીડાને જોયા છે એનો આનંદ છે. સદ્‌ગુરુનું ઋણ કદી ચૂકવી શકાતું નથી. અખંડ ભગવદ્ પરાયણ પૂ. જોગી સ્વામીની સ્થિતિ એક નિર્દોષ બાળક જેવી હતી.

'જ્ઞાની ભૂત્વા મૌની ભવેત્, મૌની ભૂત્વા બાલવદ્ આચરેત્ ।' જોગી સ્વામી બાળક જેવા, પુરાણી સ્વામી બાળક જેવા. આ સંતોનું જીવન નિર્દોષ છે. સ્વામિનારાયણ ભગવાનના સાધુઓ સ્વતંત્ર થકા શરીર છોડી શકે એવું સામર્થ્ય ધરાવે છે.

ગુણાતીત પરંપરાના આદિ ગુરુ સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામી છે. સહજાનંદ સ્વામીના પ્રિય સંત છે. ગુણાતીતાનંદ સ્વામીએ ભાદરાની પવિત્ર ભૂમિ પર અવતરણ કર્યું છે. ભાદરા પાસેથી મહારાજ પસાર થયા ત્યારે મહારાજે કહ્યું, 'આ ભાદરા તો મુક્તોની ખાણ છે.' ભાદરાએ સ્વામિનારાયણ સંપ્રદાયને ૧૬ મુક્તો આપ્યા છે.

ઉપનિષદ્‌માં સરસ મંત્ર છે, 'તસ્ય સંકલ્પમાત્રેણ પિતરઃ સમુપતિષ્ઠન્તિ ।' કોઈ એવી ભૂમિકા છે જ્યાં સંકલ્પ કરે એ હાજર થઈ જાય. આ મહાપુરુષ સંકલ્પસિદ્ધ મહાપુરુષ છે. નવાઈ એ છે કે એ સુથાર છે, લાકડાં ઘડે છે. પરંતુ હકીકતમાં લાકડા નથી ઘડતા, એની દરેક ક્રિયા યોગીની ક્રિયા છે. કારણ કે, એની દરેક ક્રિયામાં મહારાજની મૂર્તિનું અનુસંધાન છે અને મહારાજની મૂર્તિનું અનુસંધાન એ શ્રેષ્ઠ યોગ છે. આ દેશની સંસ્કૃતિ ખૂબ જ પ્યારી સંસ્કૃતિ છે. અહીં માત્ર મુષ્યનું જ કલ્યાણ થાય એવી કામના નથી સેવાણી. પહેલાંની જેમ અત્યારે પણ મનુષ્યોની સેવા, અતિથિઓની સેવા, અબોલ પ્રાણીઓની સેવા, ચબુતરાની સેવા, અવેડાનાં સર્જન, મેડીકલ સુવિધાઓ જેવી એવી બધી ક્રિયાઓ થાય છે. એવા અનેક હાર્દ ભાવો આવા મહોત્સવો ઉજવવા પાછળ રહેલા છે.

## સમાચાર દર્શન

# યુરોલોજિકલ ઓપરેશન કેમ્પ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ દ્વારા શૈક્ષણિકક્ષેત્રે, આરોગ્યક્ષેત્રે અને પર્યાવરણ ક્ષેત્રે અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. જેમાં વિશેષ સ્વરુપે પૂ.જોગી સ્વામીની સ્મૃતિમાં ઉજવાયેલા સદ્ગુરુ વંદના મહોત્સવના અનુસંધાને ૧૦૮ ગામડાના ગરીબ પરિવારોની ૧૦૮ દીકરીઓને ઉચ્ચ શિક્ષણ માટે દત્તક લેવામાં આવી છે. એ જ રીતે ૧૦૮ યુરોલોજીકલ ઓપરેશન કેમ્પ કરવાનું નિર્ધારવામાં આવેલું. ગ્રામ્ય વિસ્તારના વિચરણ સમયે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જોયું કે, 'નેત્રયજ્ઞો ખૂબ થાય છે. હૃદયરોગ, કેન્સર જેવા રોગો માટે લોકો વિશેષ જાગૃત થયા છે. પરંતુ યુરોલોજીકલ રોગો માટે લોકોમાં જોઈએ એવી જાગૃતિ નથી. જાગૃતિ હોય તો પણ સારવાર કરાવી શકે એવી આર્થિક સગવડતા નથી એટલે આપણે આવા દર્દીઓની સારવાર કરવી જોઈએ.' પૂ.સ્વામીના આ સંકલ્પને પૂર્ણ કરવા માટે બી.ટી. સવાણી કીડની હોસ્પિટલ-રાજકોટના સહકારથી રાજકોટ વિસ્તારના ગામડાંઓના દર્દીઓ માટે નિઃશુલ્ક યુરોલોજીકલ ઓપરેટીવ સારવાર કેમ્પ યોજવામાં આવ્યો.

ગુરુકુલ પરિવારના સ્વયંસેવકોએ ગામના આગેવાનોના સહકારથી લોકો સુધી કેમ્પની માહિતી પહોંચાડી. તા-૨-૨-૨૦૧૩ શનિવારના રોજ પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના વરદ્ હસ્તે આ યુરીન ડીઝીસ કેમ્પનું ઉદ્ઘાટન કરવામાં આવ્યુ. જેમાં નિષ્ણાંત ડોક્ટરો દ્વારા રાજકોટ વિસ્તારના ગામડાઓના ૩૯૨ દર્દીઓને તપાસવામાં આવ્યા. એમના બ્લડટેસ્ટ, યુરીન ટેસ્ટ, સોનોગ્રાફી વગેરે કરવામાં આવ્યા.જેમાંથી આશરે ૧૨૫ જેટલા દર્દીઓ ઓપરેશન માટે પસંદ થયા.

બી.ટી. સવાણી હોસ્પિટલના ડોક્ટરોની નિષ્ણાંત ટીમે ક્રમબદ્ધ આયોજન કરી થોડા સમયમાં જ સફળતાપૂર્વક આ ઓપરેશનો પૂર્ણ કર્યા.જેનું ધાર્યા બહાર પરિણામ આવ્યુ અને દર્દીનારાયણોના અંતરના આશીર્વાદ પ્રાપ્ત થયા. તા-૨૫-૨-૨૦૧૩ સોમવારના રોજ કેમ્પ પૂરો થયો. પૂજ્ય પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીની પવિત્ર ઉપસ્થિતિમાં ડોક્ટર પ્રદીપભાઈ કણસાગરા તથા હોસ્પિટલના ટ્રસ્ટીઓ, ડોક્ટરો, આ કેમ્પમાં જેમનું સતત માર્ગદર્શન મળ્યુ એવા ડોક્ટર જાગાણી સાહેબ તથા ગુરુકુલના ટ્રસ્ટી શ્રીમધુભાઈ દોંગા તથા તમામ દર્દીઓ ઉપસ્થિત રહ્યા. ઓપરેશન બાદ દર્દીઓના મુખ ઉપરની પ્રસન્નતા દર્શનીય હતી. આ પવિત્ર સેવાયજ્ઞના સમાપન સત્રમાં દર્દીનારાયણોએ પોતાના હૃદયની પ્રસન્નતા વ્યક્ત કરી તે અંતરને ડોલાવે તેવી હતી. જેના કેટલાક અંશો નીચે પ્રમાણે છે.

### દર્દીઓના અભિપ્રાય

હું એક પથરીનો દર્દી હતો પણ આજે નથી. મને જમણી સાઈડ પોણા બે સેન્ટિમીટરની પથરી હતી. આ કેમ્પ દ્વારા નિષ્ણાંત ડોક્ટરોએ વિનામૂલ્યે મારું પથરીનું ઓપરેશન કર્યુ અને મારું પથરીનું દર્દ કાયમ માટે નાબૂદ થયું. આ માટે હું ગુરુકુલ અને ડોક્ટરોનો હૃદયથી આભાર માનુ છું. -ગીરીશ કાછડીયા

"હું એક ગરીબ પરિવારનો સદસ્ય છું. મને ચાર વર્ષથી પેશાબની તકલીફ હતી. મારી પાસે દવા-દારુ કરાવવાની સગવડતા નહોતી. એવામાં મને આ કેમ્પની માહિતી મળી અને છારોડી ગુરુકુલ તથા બી.ટી. સવાણી હોસ્પિટલના ડોક્ટરોના પૂર્ણ સહયોગથી મારા રોગના ચેકઅપથી લઈને ઓપરેશન સુધીની વિનામૂલ્ય સુવિધા પ્રાપ્ત થઈ અને હું સ્વસ્થ થયો. એ માટે હું ગુરુકુલ અને આ હોસ્પિટલનો ઋણી છું."

મારી બન્ને કિડનીમાં પથરી હતી. મારાથી ઓપરેશન કરાવી શકાય, એવી આર્થિક સ્થિતિ નહોતી. એવામાં અકિલા સમાચાર પત્રમાં મેં જાહેરાત વાંચી કે, છારોડી ગુરુકુલના

અધ્યક્ષ પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી બી.ટી. સવાણી હોસ્પિટલના સહયોગથી એક યુરોલોજીકલ કેમ્પનું આયોજન કરવાના છે. હું આ કેમ્પમાં જોડાયો અને ડો. પટેલ સાહેબે મારું ઓપરેશન કર્યુ અને મારું કાયમનું દર્દ સદાયને માટે નાબૂદ થયું. આ કેમ્પથી મને ખૂબ જ સંતોષ થયો. ખરેખર હું ગુરુકુલના સંતો અને હોસ્પિટલના સર્વે ડોક્ટરોનો ઋણી છું.

એક મુસ્લિમ દર્દીએ પુરાણી સ્વામીને કહ્યુ, ''સ્વામીજી ! આપ તો ફરિસ્તા હૈ. મૈં ગરીબ આદમી કિતની સાલસે પરેશાન થા, આપકી કૃપાસે ઈસ કેમ્પમેં મેરા ઓપરેશન હુઆ ઔર મૈં અચ્છા હો ગયા.

પૂજ્ય સ્વામી મહાકુંભના પર્વ પ્રસંગે અલાહબાદ હતા ત્યારે ગામડાના એક દર્દીએ સ્વામીને ફોન કરીને કહ્યું, ''સ્વામી ! ભગવાન અને આપ સર્વની કૃપાથી મારી પથરીનું ઓપરેશન સફળ રીતે પૂર્ણ થયુ છે અને હું બે દિવસમાં સાવ સાજો-સારો થઈ ગયો છું. ભગવાન તથા આપ જેવા સંતોની કૃપાનું ફળ છે. મૈં જેમતેમ કરીને તમારો ફોન નંબર મેળવ્યો અને મારા અંતરની ખુશી વ્યક્ત કરવા આ ફોન કરી રહ્યો છું.''

સ્વામીએ કહ્યું, ''આ સમાચારથી કુંભમેળામાં મને ગંગાસ્નાન કરવા જેટલો જ આનંદ થાય છે. સ્વામિનારાયણ ભગવાનનું સ્મરણ કરજો અને વ્યસનોથી દૂર રહેજો.''

આ સેવાયજ્ઞની સફળતા માટે બી.ટી. સવાણી કિડની હોસ્પિટલના ટ્રસ્ટીશ્રી અને સંસ્થાપક ડૉ. પ્રદીપભાઈ કણસાગરા, સર્વ ટ્રસ્ટી મંડળ, સર્વ ડોક્ટરમિત્રો તેમજ હોસ્પિટલના સ્ટાફનો હૃદયપૂર્વકનો સહયોગ પ્રાપ્ત થયો તથા ડો. જાગાણી સાહેબ આ અંગે સતત માર્ગદર્શન આરતા રહ્યા. આ સેવાયજ્ઞની પૂર્ણતા માટે નાના-મોટા અનેક સેવાભાવી દાતાશ્રીઓનો પણ સહયોગ પ્રાપ્ત થયો છે અને થઈ રહ્યો છે. આ સેવાભાવી પરિવારોને પરમાત્માની વિશેષ કૃપા પ્રાપ્ત થાય એવી શ્રીહરિના ચરણોમાં પ્રાર્થના.

## 'રામાયણ વૈશ્વિક સંદર્ભ મેં' સેમિનાર

સુરત સ્થિત એમ.ટી.બી. કૉલેજ ખાતે નર્મદ યુનિવર્સિટી, ભારતીય હિન્દી પરિષદ-અલ્હાબાદ તથા શોધ સંસ્થાન-અયોધ્યા દ્વારા 'રામાયણ વૈશ્વિક સંદર્ભ મેં' વિષયને આધારે બે દિવસનો સેમિનાર યોજવામાં આવ્યો. જેમાં દેશ વિદેશના અનેક રામાયણ મર્મજ્ઞ વિદ્વાનોએ ભાગ લીધો અને પોતાના સંશોધન પત્રો રજૂ કર્યા. તા. ૨૩-૨-૨૦૧૩ ના રોજ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા વિશ્વંભર ભારતીબાપુના વરદ હસ્તે આ સેમિનારનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું. જેમાં પરિષદના અધ્યક્ષ શ્રી યોગેન્દ્રપ્રતાપસિંહજી, યુનિવર્સિટીના કુલપતિશ્રી દક્ષેશકુમાર ઠાકર, એમ.પી.જી કોલેજના આચાર્ય ડૉ. મધુકર પાડવી તથા સેક્રેટરી શ્રી ભાવેશ જાદવ સાહેબ, શ્રી લવજીભાઈ ડાલિયા, પ્રો. એસ.પી. ગૌતમ, શ્રી રાકેશ અસ્થા, શ્રી પરષોત્તમભાઈ ચોટલીયા તથા ડૉ. પવન કુમાર અગ્રવાલ, કોરિયાના ડૉ. કો જોગ કિમ વગેરે અનેક વિદ્વાનો ઉપસ્થિત રહ્યા.

આ પ્રસંગે ગુજરાતના હિન્દી સાહિત્યકાર ભાઇ-બહેનોનું વિશેષ બહુમાન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે મંગલ ઉદ્‌બોધન કરતા પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે,'આજે ઘણા લોકો ભગવાન રામ વિશે પ્રમાણ માગે છે ત્યારે હસવું આવે છે. ફૂલ કહે મૂળ નથી તો કેવું લાગે? રામ તો વિશ્વના અસ્તિત્ત્વ સમાન મહાપ્રાણ છે. જીવંત વ્યક્તિ પ્રાણનું પ્રમાણ ક્યારેય ન માગે, મડદાઓની વાત જૂદી છે.

સ્વામીજીએ શરભંગ ઋષિ, યોગિની શબરી વગેરેનાં દૃષ્ટાંતો સાથે જણાવ્યું હતું કે, રામાયણ તો જ્ઞાન વિજ્ઞાનનો ભંડાર છે. વાલ્મિકી રામાયણ જ્ઞાન વિજ્ઞાનનો ગ્રંથ છે. જ્યારે તુલસીકૃત રામાયણ ભાવવિજ્ઞાનનો ગ્રંથ છે. વાલ્મિકી રામાયણના રચયિતા વાલ્મિકીજીને હનુમાનજી મહારાજની હનુમંત રામાયણ અવલોક્યા પછી પોતાની કૃતિ વિશે જે અસંતોષ ઉભો થયો હતો તે એમણે તુલસી અવતારમાં ભાવવાહી રામાયણ રચીને દૂર કર્યો હતો અને કૃતાર્થ થયા હતા.'

## દિવ્ય શાકોત્સવ, સુરત

તા. ૧૦/૨/૧૩, રવિવારના રોજ સુરત મુકામે ગુરુકુલ પરિવાર તથા મહિલા સંસ્કાર કેન્દ્રના સંયુક્ત આયોજનથી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં દિવ્ય શાકોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે, 'નાનામાં નાના માણસનું કલ્યાણ થાય તેવું ચિંતન અને કાર્યો કરવા તેનાથી મોટો કોઈ ઉત્સવ નથી. નાના ખેડૂતો પ્રત્યે ભગવાન સ્વામિનારાયણના હૃદયમાં પ્રગટેલી કરૂણાને કારણે આ શાકોત્સવનું પ્રાગટ્ય થયું છે.'

## પ્રભુ સાનિધ્યમાં પ્રેમદિનની ઉજવણી

તા. ૧૪/૨/૧૩, ગુરુવારના રોજ **SGVP** ખાતે વેલેન્ટાઈન ડે નિમિત્તે 'દામ્પત્યજીવનનું માધુર્ય' કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પધારેલા પરિવારોએ શ્રી રાધાકૃષ્ણદેવનું પૂજન કર્યુ. 'વર્તમાન સમયમાં દાંપત્યજીવનમાં વિશેષ માધુર્ય પ્રગટે અને સંતાનોમાં સંસ્કારોનું સિંચન કેવી રીતે કરી શકાય?' વગેરે વિષયને આધારે શ્રી ભાનુભાઈ પટેલ, શ્રી સુરેશભાઈ પ્રજાપતિ અને શ્રી સુરેશભાઈ પટેલે સંબોધન કર્યું. સંપ્રદાયની મર્યાદા અનુસાર સભાને સંબોધન કરતા પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે,'વર્તમાન સમયની ઉત્સવ ઉજવવાની રીત સંસ્કૃતિને વિકૃત કરી રહી છે ત્યારે આવા પ્રસંગોને સાચી રીતે ઉજવી આપણી સંસ્કૃતિની રક્ષા કરવી જોઇએ.'

## વસંતપંચમીના દિને પ્રસંગ ત્રિવેણી

તા. ૧૫/૨/૧૩, શુક્રવાર, વસંતપંચમીના પરમ પવિત્ર દિને **SGVP** ખાતે ત્રિવિધ ઉત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પ્રાર્થના ભવનમાં બિરાજમાન ભગવાન શ્રી સીતારામજી, શ્રી રાધાકૃષ્ણદેવ તથા શ્રી ઘનશ્યામ મહારાજનો વાર્ષિક પાટોત્સવ હોવાથી ભગવદ્ સ્વરૂપો મહાભિષેક, શિક્ષાપત્રી જયંતિ પ્રસંગે ગ્રંથરાજ શિક્ષાપત્રીનું સમૂહ અનુષ્ઠાન તથા પૂજન તથા શાકોત્સવનું આયોજન કરવામાં આવ્યું. પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વર્તમાન સમયે હિંદુ ધર્મની પરિસ્થિતિનું વર્ણન કરીને સૌ ભક્તજનોને એક મને હિંદુ ધર્મની સુરક્ષા માટે પ્રયાસ કરવાની પ્રેરણા આપી હતી.

## સત્સંગ, શાકોત્સવ તથા રક્તદાન કેમ્પ - રાજકોટ

રાજકોટ મુકામે નિવાસ કરતા ગુરુકુલ પરિવારના ભાવિક ભક્તજનો દ્વારા તા. ૨૪/૨/૧૩, રવિવારના સત્સંગ, શાકોત્સવ તથા રક્તદાન કેમ્પનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ પધારીને સૌ ભક્તજનોને કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ પ્રસંગે શ્રી સ્વામિનારાયણ મંદિરથી પધારેલા પૂજ્ય કોઠારી શ્રી વિવેકસાગરદાસજી સ્વામી તથા પૂજ્ય પુરાણી શ્રી માધવજીવનદાસજી સ્વામીએ પણ પ્રસંગોચિત ઉદ્‌બોધન કર્યું હતું. આ દિવ્ય અવસરે ખૂબ જ મોટી સંખ્યામાં રાજકોટ નિવાસી ભક્તજનોએ લાભ લીધો હતો.

## કડકડતી ઠંડીમાં માઘસ્નાન

ભારતીય ઋષિમુનિઓએ માઘ મહિનાની ઠંડીમાં ઠંડાપાણીથી કરેલા સ્નાનને સ્વાસ્થ્યવર્ધક ગણેલું છે. ગુરુકુલમાં નિવાસ કરતા સંતો તથા વિદ્યાર્થીઓ સ્વેચ્છાથી આ પવિત્ર સ્નાનનો આનંદપૂર્વક લાભ લે છે અને પોતાના સ્વાસ્થ્યની આરોગ્યતામાં વધારો કરે છે. આ વર્ષે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ- અમદાવાદના ૨૮૮ વિદ્યાર્થીઓ, **SGVP** છાત્રાલયના ૭૦ અને 'દર્શનમ્' સંસ્કૃત મહાવિદ્યાલયના ૩૦ વિદ્યાર્થીઓએ માઘસ્નાનનો લાભ લીધો હતો.

## સદ્વિદ્યા સદ્ધર્મરક્ષક પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની ૨૫મી પુણ્યતિથિ

ગુરુકુલ પરંપરાના પુનરુદ્ધારક સદ્વિદ્યા સદ્ધર્મરક્ષક પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીની ૨૫મી પુણ્યતિથી ભજન-ભક્તિ તથા ભગવદ્ કથાવાર્તા સભર ઉજવવામાં આવી હતી. આ નિમિત્તે ૨૫ કલાક અખંડ ધૂન બાદ યોજાયેલી ગુણાનુવાદ સભામાં સદ્‌ગુરુ સંતોએ ગુરુદેવના સદ્‌ગુણોનું ગાન કર્યું હતું. જેમાં અ.નિ. પૂજ્ય સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી અક્ષરજીવનદાસજી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર-હરિયાળાના ભક્તજનો તથા અન્ય ભાવિકોએ પણ યજમાન તરીકે લાભ લીધો. આ દિવ્ય અવસરે સંતો-ભક્તો તથા વિદ્યાર્થીઓએ કરેલા ભજનની યાદી નીચે પ્રમાણે છે.

માળા - ૧૬૭૩૫, દંડવત્ - ૭૦૮૨૮, પ્રદક્ષિણા - ૨૫૭૫૫, જનમંગલ - ૧૩૨૩૧,
વંદુના પાઠ - ૧૫૧૭, મંત્રજાપ - ૩૪૯૧૨૫૪, સમૂહ મહાપૂજા - ૩૪, વચનામૃત પાઠ - ૨,
કીર્તન ગાન - ૨૫, મંત્રલેખન - ૨૫ x ૪ = ૧૦૦+૪૧=૧૪૧ કલાક, ઉપવાસ - ૨૨૫ કલાક,
મંત્રપોથી - ૩, વિષ્ણુસહસ્રપાઠ - ૧, પુરુષસૂક્તપાઠ - ૧૧, શિક્ષાપત્રીપાઠ - ૧૦, ધૂન - ૩ કલાક

## દ્વિદિનાત્મક ઉત્સવ મંગલમ્ - મુંબઈ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર - મુંબઈ દ્વારા ઘાટકોપર ખાતે રઘુવંશી સભાગૃહમાં 'દ્વિદિનાત્મક ઉત્સવ મંગલમ્'નું આયોજન તા. ૨ થી ૩, માર્ચ દરમિયાન થયું. આ મહોત્સવમાં શાકોત્સવ, સમૂહ મહાપૂજા તથા વસંતોત્સવનું વિશેષ આયોજન કરવામાં આવ્યું હતું. મહોત્સવમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસને બિરાજીને પ્રથમ દિને શાકોત્સવ અને દ્વિતીય દિને વસંતોત્સવની દિવ્ય કથાનો લાભ આપ્યો હતો. દ્વિતીય દિને સવારે યોજાયેલી મહાપૂજામાં મોટી સંખ્યામાં જોડાયેલા ભક્તજનોને પૂજ્ય સ્વામીએ સમજૂતિ સભર મહાપૂજાવિધિ કરાવ્યો હતો. પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પ્રસંગોચિત કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ ઉત્સવ મંગલમ્‌ના મુખ્ય યજમાન તરીકે સમસ્ત ગાંધી પરિવારે લાભ લીધો હતો. જેમાં પ.ભ.શ્રી ભરતભાઈ ગાંધીના ૬૦મા જન્મદિવસને ધામધૂમપૂર્વક ઉજવવામાં આવ્યો હતો. તમામ ભક્તજનોને મહાપ્રસાદની વ્યવસ્થા કરવામાં આવી હતી.

## ગુરુકુલના વિદ્યાર્થીઓનો સમાવર્તન સંસ્કાર - મેમનગર

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર ખાતે ગ્રેજ્યુએશનનો અભ્યાસ પૂર્ણ કરીને વ્યાવહારિક જગતમાં પ્રગતિ કરી રહેલા વદ્યાર્થીઓનો સમાવર્તન સંસ્કારવિધિ રાખવામાં આવ્યો હતો. આ પ્રસંગે જીવનમાં સંસ્કારોનું મહત્ત્વ અને ગુરુકુલના સંસ્કારોનું મહત્ત્વ સમજાવતા પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વિદ્યાર્થીઓને બોધ પાઠવ્યો હતો. પૂ.સદ્. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પૂ.સદ્. શ્રી પુરાણી સ્વામીએ જીવનમાં સત્સંગ અને સંસ્કાર જાળવવા ભલામણ કરી. સમાવર્તિત થનારા વિદ્યાર્થીઓએ તમામ વિદ્યાર્થીઓને પ્રસાદ અને સંસ્થામાં ફેક્સ મશીન અર્પણ કર્યું.

## મહાશિવરાત્રી મહોત્સવ

મહાશિવરાત્રીના દિને ગુરુકુલ-અમદાવાદ ખાતે બિરાજમાન ભગવાન શ્રી નીલકંઠ મહાદેવની વિશેષ શોભા સજાવવામાં આવી હતી. આજના દિને હજારો ભક્તજનોએ મહાદેવજીના પૂજનનો અલભ્ય લાભ લીધો હતો. આજ રોજ મધ્યાહ્ન બાદ શ્રી નીલકંઠ મહાદેવજીનું રાજોપચાર પૂજન તથા શિવ સંકીર્તન દ્વારા શિવ પૂજન થયું. જેમાં વિજય ભરાડ તથા ગુરુકુલ ગાયકવૃંદ દ્વારા સુંદર ભજનો તથા તાંડવ નૃત્ય રજૂ થયા.

## જ્ઞાન સત્સંગ મંડળ - વિલેપાર્લે (મુંબઇ)

અ. નિ. સદ્‌ગુરુ જ્ઞાનજીવનદાસજી સ્વામી (વીરસદ) તથા પ. ભ. રમણકાકાની પવિત્ર સ્મૃતિમાં પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાન્નિધ્યમાં વિલેપાર્લે નિવાસી જ્ઞાન સત્સંગ મંડળના ભક્તજનોની પ્રેમભીની ભાવનાથી સત્સંગ સભા તથા સમૂહ

મહાપૂજાનું આયોજન કરવામાં આવ્યું હતું, જેમાં પૂજ્ય સ્વામીએ સ્વામિનારાયણ મહામંત્ર મહિમાનું નિરૂપણ કરીને કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

### દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયનું ગૌરવ

(૧) રાષ્ટ્રિય સંસ્કૃત સંસ્થાન, નવી દિલ્હી દ્વારા હિમાચલ પ્રદેશના ગરલી પરિસરમાં આયોજિત રાષ્ટ્રિય શાસ્ત્રીય સંસ્કૃત પ્રતિયોગિતામાં સમગ્ર ભારતમાંથી કુલ ૨૨ રાજ્યોના વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. જેમાં દર્શનમ્‌ના સાધુ મુનિવત્સલદાસ (શાસ્ત્રાર્થ વિચાર) પ્રથમ સ્થાન, રાવલ અંકિત (સાંખ્ય) પ્રથમ સ્થાન તથા ભટ્ટ અશ્વિન અને વેગડા આકાશે વિશેષ પુરસ્કાર પ્રાપ્ત કર્યા છે. (૨) તિરુપતિ રાષ્ટ્રિય સંસ્કૃત વિદ્યાપીઠ દ્વારા આયોજિત રાષ્ટ્રિય સંસ્કૃત વાક્પ્રતિયોગિતામાં ત્રિવેદી ભગીરથ (ન્યાય) દ્વિતીય, રાવલ અંકિત (સાંખ્ય) દ્વિતીય, જોષી સુરેશ (જ્યોતિષ) તૃતીય તથા પંડ્યા તુષાર અને જાની સ્વસ્તિક (રસપ્રશ્ન-પ્રોત્સાહિત ઈનામ) પ્રાપ્ત કરી ગુરુકુલનું ગૌરવ વધાર્યું હતું. (૩) શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી, વેરાવળ દ્વારા આયોજિત પદવીદાન સમારોહ (વર્ષ ૨૦૧૨-૧૩)માં સાધુ મુનિવત્સલદાસ (વિ.વેદાંત) યુનિવર્સિટી ફર્સ્ટ, વ્યાસ તુષાર (વ્યાકરણ) યુનિવર્સિટી સેકન્ડ, જોષી હાર્દિક (સાહિત્ય) યુનિવર્સિટી થર્ડ સ્થાન પ્રાપ્ત કર્યાં છે. આ ઉપરાંત સાધુ મુનિવત્સલદાસ (વિ. વેદાંત) સુવર્ણ ચંદ્રક, વ્યાસ તુષાર (વ્યાકરણ) સુવર્ણ ચંદ્રક, જોષી હાર્દિક (સાહિત્ય) સુવર્ણ ચંદ્રક, જોષી ધરમ (વ્યાકરણ) રજત ચંદ્રક, જોષી ચિંતન (વિ. વેદાંત) રજત ચંદ્રક અને પંડ્યા અજય (સાહિત્ય) કાંસ્ય ચંદ્રક મેળવી સંસ્થાનું ગૌરવ વધાર્યું છે.

### જૈન સત્સંગ સભા - શિયાણી

જૈન ધર્મમાં દર મહિનાના પ્રતિપદાના દિવસે માંગલિક મહોત્સવનું આયોજન થાય છે. સૌરાષ્ટ્રમાં પદવિચરણ કરનાર, પાલિતાણા જૈન તીર્થોનો જીર્ણોદ્ધાર કરાવનાર મહારાજા સાહેબ શ્રી અભયદેવસુરીજી મહારાજ દ્વારા આયોજીત ઉત્સવમાં મહારાજ સાહેબના આમંત્રણને માન આપી પૂજ્ય સ્વામીજી શિયાણી પધારતા સ્વામીનું સ્વાગત થયું હતું. પૂજ્ય સ્વામીએ પ્રાસંગિક ઉદ્‌બોધન કરતા જણાવ્યુ હતુ કે, ''સનાતન, જૈન, બૌદ્ધ અને શીખ ભારતના આ ચારેય મહાન ધર્મો વચ્ચે એકતા સુદૃઢ થાય, એ આજના યુગમાં જરૂરી છે, કારણ કે, ચારેય ધર્મના પાયાના સિદ્ધાંતો લગભગ સરખા છે.'' મહારાજા સાહેબે પણ એ જ વાતને પોતાના પ્રવચન દ્વારા પુષ્ટિ આપી હતી.

## ગુરુકુલમાં રસોઈ

શ્રી પરષોત્તમદાસ મણીલાલ પટેલ- મોખાસણ,
શ્રી યોગેશભાઈ ભાયલાલભાઈ પટેલ- અમેરીકા,
શ્રી ભૌતિક કુમાર બી. ઝાલાવાડીયા- રાજકોટ,
શ્રી ઉમેશભાઈ આણંદજીભાઈ યાજ્ઞિક- અમદાવાદ,
અ.નિ. શ્રી આત્મારામલાલદાસ પટેલની સ્મૃતિમાં
હ. નરેન્દ્રભાઈ તથા પંકજભાઈ- અમદાવાદ,
શ્રી ભાસ્કરભાઈ ચિમનભાઈ પટેલ- ઓસ્ટ્રેલીયા,
શ્રી બાબુભાઈ મનજીભાઈ ગોરસિયા-
હ. જૈમિન તથા અર્પિત- ગાંધીનગર,
શ્રી માવજીભાઈ મુળજીભાઈ જાકાસણીયા-
અમદાવાદ, શ્રીમતિ વિજયાબેન મનસુખભાઈ
ધાનાણી-અમદાવાદ, શ્રી અલ્પેશભાઈ
ઈશ્વરભાઈ પટેલ - અમદાવાદ

## આગામી આયોજન

૦૬/૦૪/૧૩ શનિવાર, સાંજે ૮:૩૦ કલાકે ગુરુકુલ, મેમનગર ખાતે **એકાદશી જાગરણ.**

૦૭/૦૪/૧૩ રવિવાર, સાંજે ૫:૩૦ કલાકે SGVP છારોડી ખાતે **સુહૃદસભામાં** વચનામૃતને આધારે પૂજ્ય શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામી કથાવાર્તાનો લાભ આપશે.

૨૦/૦૪/૧૩ શનિવાર, **રામનવમી ઉત્સવ** - ગુરુકુલ, મેમનગર
સવારે ૦૬:૩૦ કલાકે રાજોપચાર પૂજન તથા શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક
બપોરે ૧૨:૦૦ કલાકે **ભગવાન શ્રી રામચંદ્રજી પ્રાગટ્યોત્સવ**
રાત્રે ૯:૦૦ થી ૧૧:૦૦ કલાકે **ભગવાન શ્રી સ્વામિનારાયણ પ્રાગટ્યોત્સવ**

ઘાટકોપર ખાતે ઉજવાયેલ ઉત્સવમાં ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો તથા ભક્તજનો

સમૂહ મહાપૂજા કરતા ભક્તજનો, ઘાટકોપર

પાર્લે, મુંબઈ ખાતે સત્સંગ સભામાં પૂજ્ય સ્વામીજી તથા સંતો

રાજકોટમાં થયેલ કીડની કેમ્પમાં દર્દીઓની મુલાકાત લેતા સંતો

રાજકોટ ખાતે ઉજવાયેલ શાકોત્સવમાં ઉપસ્થિત સંતો-ભક્તો

"GURUKUL DARSHAN" RNI No. GUJGUJ/2009/28937 Date of Publication is
25th of every month and Permitted to post at A`bad
PSO on 25th of every month, GAMC 1468/2013-2015, Valid up to 31/12/2015

મેમનગર ગુરુકુલ ખાતે વર્ષ ૨૦૧૨-૧૩ના ટી. વાય. બી. કોમના વિદ્યાર્થીઓનો સમાવર્તન સંસ્કાર સમારોહ

પોરબંદર ખાતે રામકથામાં ઉદ્‌બોધન કરતા પૂજ્ય સ્વામીજી

સુરત ખાતે 'રામાયણ વૈશ્વિક સંદર્ભ મેં' સેમિનારનમાં દીપ પ્રાગટ્ય કરતા પૂજ્ય સ્વામીજી